ओ३म्

# વિમલ-મણી

અથવા

## આર્ય સંસારનું એક દ્રશ્ય

લેખકઃ—માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક.
ગોવિંદજી મહારાજના મંદિર પાસે
પટવા શેરી ગોપીપુરા-સુરત.

છપાવી પ્રસિદ્ધ કરનાર—
આનંદરાવ ગણુપતરાવ ચૌબલ
પટવા શેરી ગોપીપુરા-સુરત.

છાપનારઃ-ગોવિંદજી ડાહ્યાભાઈ નાયક.
શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસ બરાનપુરી ભાગળ-સુરત.



કિંમત ૦-૧-૦

# અર્પણ.

શ્રીમાન મહાશય પરમ મિત્રશ્રી મગનલાલ ગોપાળજી દેશાઈ.

સુરત.

આપણા ટુંક સબંધમાં આવ્યાં છતાં વધી ગએલો અતિશય સ્નેહ, પરમ ધાર્મીક પણ ઉદાર ભાવના અને સ્નેહાળ સ્વભાવથી આકર્ષાઇ આ નાનકડું પરીમલ કુસુમ આપશ્રીને અત્યંત પ્રેમ ભાવે અર્પણ કરૂં છું તે સ્વીકારી મને આભારી કરશો, ઇત્યોમ્

લી૦ આપનો

માધવરાવ

ओ३म्

# સ્તવન

### ઉપજાતી.

જેણે સૃજ્યું આ જગ પ્રેમ આણી
ને ઉપજાવ્યા પછી સર્વ પ્રાણી
પેખાય જેની કૃતી ઠામ ઠામ
તે વિશ્વના તાત ! કરૂં પ્રણામ.

---

# વિમલ-મણી

( એક આર્ય સંસારી વારતા )

---

## પ્રારંભ પ્રાર્થના

અનુષ્ટુપ—શ્રી, ધી, શક્તિના સ્વામી, સ્નેહ દૃષ્ટિ રાખજો;
કલ્યાણી વાણી શાણી, ભારતી ! મુખ આપજો.
સોરઠો—સ્નેહ લગ્ન વિણ ભ્રાત ! અનિષ્ટ પરિણામો થતાં;
દ્રશ્ય તેહ સાક્ષાત્, વાંચક આજે દાખવ્યું,
વાંચી એ વ્યાખ્યાન, હૃદય વિરા ! તમ ખોલજો;
ટાળી તિમિર અજ્ઞાન, સ્નેહ લગ્ન ચાલુ કરો.

## —હરિગીત—

જયપૂર નામક ગામમાં શ્રીમાન કો સ્નેહિ હતા,
વાધ્યો અતિશય સ્નેહ નીજનો આયુ વૃદ્ધિ પામતા;
જે મિત્રની પુઠે કદી પળી પાણી પણ મુખ ના લીએ,
દર્શન કીધા વિણ મીત્રના પળ એક ના અળગા રહે.
સન્મિત્રથી ક્ષણ એકમાં સંસાર પાર તરાય છે
સન્મિત્રથી સંસારની સાફલ્યતા સિધ થાય છે
સન્મિત્રથી સંસારનું કો દીવ્ય સ્થાન પમાય છે
સન્મિત્રથી ભવરણ તણા સૌ કષ્ટ સ્હેજે જાય છે
સન્મિત્રથી ભવઆટવી અટકાવવી બહુ સ્હેલ છે
સન્મિત્ર સાંપડવા મહા આ વિશ્વમાં મૂશ્કેલ છે
નિજ પૂર્વના સંયોગ વણ સન્મીત્ર કદી જડતા નથી
સ્હેલાઇથી સન્મિત્ર આ સંસારમાં મળતા નથી
નિજ મિત્ર કેરા કારણે જે પ્રાણ દેતા ના ડરે
કરતાં અહિત પોતા તણું જે મિત્રનું હીત આદરે
નિજ મિત્ર કેરા હિત પરે કુરબાન કાયા જે કરે
હા! ધન્ય! તેવા મિત્રને સન્મિત્ર તે સાચા ખરે
આ સમયના સહુ મિત્રને બસ સ્વાર્થ ધારી જાણવા
શત્રુ થકી બૂગ બહુ હિત શત્રુ રૂપ પ્રમાણવા
નિજ સ્વાર્થ કેરા યોગથી બની મિત્ર સંગાથે વસે
સાધી સ્વજનનો સ્વાર્થ બદલો ડંસ દે આથા ખસે

એ ઉભય માંહી એકને વય તેરની કન્યા હતી
સ્નેહાળ સખિના સંગથી શાળા વિષે ભણવા જતી
રંભા સમિ રમણી અહા ! દેવાંગના સમ શોભતી
ભાળી મનોહર કન્યકા આનંદની અવધી થતી
મુખ મેનકા સમ ભાળતા અસ્તીત્વ પણ ચાલી જતું
નિર્દોષ બાળા દેખતાં સ્નેહાળ બસ અંતર થતું
કટી, ગાત્ર, કોમળ હસ્ત દૈવી કન્યકા સમ ભાળતા
ક્ષણમાં મુનીવર માન મૂકી ભાન પણ ભૂલી જતા
વય વીસને સત્પુત્ર બીજા સ્નેહીને ઉદરે હતો
લક્ષ્મી પ્રતાપે પૂત્ર તે પણ હાલ તો સુખીઓ હતો
નિર્દોષ બાળક બેઉ એ શાળા વિષે ભણવા જતા
આનંદની વાતો કરી આનંદમાં દિન ગાળતા
નિર્દોષ એ આનંદ અંતે પ્યારમાં પલટી ગયો
મટી પ્રેમ પ્રેમી હૃદયનો ત્યાં પ્યાર પૂરો જૈ રહ્યો
એ વાત બંને બાલના પાલક તણે કર્ણે ગઈ,
સુણતા સરસ કથની સહુના અંતરે શાંતિ થઈ
બોલ્યા પરસ્પર પ્રેમ વચનો બાલ સ્નેહી સ્નેહથી,
"સંતાપ સર્વેનો મટયો એ ભાગ્ય કે ઓછાં નથી
એ યુગલ પ્રેમી બાલના વિવાહ રૂડા જો થશે
તો સ્નેહના સંબંધમાં કો ઓર રંગ પ્રકાશશે"
રે ! વચન તે વિસરી ગયા હાં ! એ સમો ચાલી ગયો

મણિકાંત વિમલા બાલિકા વણુ આજ અતિ દુખીયો થયો
કો કારણે તે સ્નેહીમાં વિષ બીજની થઇ વાવણી
કજીયો થયો આ વેશમાં ના સ્નેહની કિંમત ગણી
જે સ્નેહિના દર્શન વિના શોકીત અંતરમાં થતા
જે સ્નેહ ભીના વેણુ વિણુ દુખીયા સદા હૃદયે હતા
તે આજ સ્નેહી મિત્રના સત્સબ્દ પણુ ભૂલી ગયા
સ્નેહી મટી સંસારમાં દુશ્મન થયા વેરી થયા
બહુ ક્રોધ અગ્નિ વ્યાપતાં ક્રોધીત અંતરમાં થયા
નિર્દોષ એ સંતાનની પણુ લેશ ના આવી દયા
મસ્તિક ભૂલી ભાન નિજના તાનમાં ઘેલું થયું
બહુ સ્નેહ બાળા પણુ તણો એ યુગ્મ હાં વિસરી ગયું
કો અન્ય કન્યા સાથરે મણિકાંતના વિવાહ થયા
આપેલ વચનો પ્રેમના તે પૂર્વના સ્વપ્ના થયા
બાપ: તણા બહુ દોરથી સહુ આશ હાય ! ત્રુટી ગઈ
રે ! ભાગ્યની દોરી અહા ! છુટી ગઈ છટકી ગઇ
એ રીત પ્રેમી બાલીકા પણુ અન્ય કો પંથે પળી
તારૂણ્ય વયમાં આવતા નિજ કંથ કેરે ગૃહ વળી
× × × ×
થાનાર દંપતિ એક તેના ભાગલા આ બે થયા
પણુ પ્રેમ પ્રેમી યુગલ એ નાના કદી વિસરી ગયા
× × × ×
મણિકાંત મુંબાઇ મહીં આનંદ અવલોકે નહિ
દુખ શોકમાં દિન ગાળતો સંસાર સુખ લેખે નહિ

•

કરી સ્નાન પ્રાતઃકાળમાં ચાલી વિષે ફરતો હતો
ત્યાં પોષ્ટમેને હસ્તમાં જઇ પત્ર તંને આપીયો

—પત્ર—

મણિકાંત મારા કાંત પ્યારા પત્ર પ્રેમે વાંચજો
હતભાગીની કન્યા તણા હસ્તાક્ષરો અવલોકજો
પણ પત્રને અવલોકતા કોમળ હૃદય કરશો નહિ
દુખ શોકથી વ્હાલા ! તમે ડરશો નહિ–ફરશો નહિ
તમ અમ સમા દુર્ભાગી કેરા ભાગ્યમાં દુખ શોક છે
આ વિશ્વની વનવાટમાં સુખીઆ મનુજો કોક છે
ભાવી દશા આ જગતમાં માનવ જીવનની છાંયડી
ઘટમાળ ક્રમમાં ઠાલવી પલમાં ભરાએ હરઘડી
હું આપને સંભારતી સંસાર છોડી જાઉં છું.
પ્યારા પ્રભુ ! હું આપ કેરો પ્રેમ તોડી જાઉં છું
ઓ નાથ આ સંસારમાં કો દિવસ પણ સંભારજો
દાંપત્ય સુખ સંસારનું સહુ ભોગવી સુખીઆ થજો
મણિકાંત ! હાં મણિકાન્ત કરગરતી મરી હું જાઉં છું
માતા પિતાનો સ્નેહ છોડી હાય અળગી થાઉં છું
આશા મને એવી હતી કો દિવસ વ્હાલા આવશો
તલસાવતા આ નેનને નિર્મળ નિરે નવરાવશો
પણ પ્યારના આવેશમાં વ્હાલા ! તમે ભૂલી ગયા
પુર્વાશ્રમી પ્રિય બાલિકાના લેશ હૃદયે લાવીયા

લાવ્યા ભલે ના તો કશું પ્યારા ! હવેના લાવશો
ઇતિહાસ એ સંભારતા દુખિયા તમે નાના થશો
હું સ્વર્ગ માંહી સંચરી આશીષ આપીશ–આપને
સંભારતી સંસારમાં જાઉં મરી હું–આપને
મેં વિશ્વમાં વ્હાલા ગણ્યા મણિકાંત સ્વામી–આપને
બિજે ભવે જન્મી પિયુ ! પરણીશ નિશ્ચય–આપને
આ જન્મમાં તો કાંઈ ભોગો ભોગવ્યા વિણ જાઉં છું
આ પત્ર નાંખી પોષ્ટમાં મરી જાઉં છું–વિષ ખાઉં છું
રાગી થઇ વૈરાગ લઇ તે દીવ્ય પંથે જાઉ છું
ફાની દિવાની આ બધી આલમથી અળગી થાઉં છું
આ પત્ર વાંચી નાથ ! મારા ના તમે શોકીત થશો
કરી વજ્ર સમ હૈયું તમારૂં ધૈર્ય ના ત્યાગી જશો
હું ધર્મની ઘાતી બની પણ આપ ના ઘાતી થશો
હું જાઉ છું સંસારથી પણ આપ ના ચાલી જશો
ના! દોષ કોને આપવો પ્રારબ્ધ મિથ્યા થાય ના
લેખો લખ્યા લલ્લાટના ભોંસાય ના–દુર જાય ના
આ દૃષ્ય દેખી હિંદ વાસી જો હજી જાગી જશે
તો અખીલ આર્યાવર્તમાં શાંતિ સદા વ્યાપી જશે
સંસાર ચિત્ત પ્રોવીને હાં ! હાં ! તમે સુખીયા થજો
નિર્ભાગી બાળા સ્વપ્નમાં પણ કો દિવસ સંભારજો

લી. ભાગ્યહિન ભ.મિની
'વિમલા'

રે ! પત્ર આવો દેખતાં મણિકાંત પણ દુખીગ્રો થયો
નિસાર આ સંસાર ને ત્યાગી ગયો ભાગી ગયો
માતા પિતાના ક્રોધનું પરિણામ આમ વિકટ થયું
તે દીવ્ય પ્રેમી જોડલું રે હાય ! અસ્ત થઈ ગયું

ઉપસંહાર

મા બાપ હઠવાદી બની નિચ કાર્ય આવા આદરે
વધુવર તણાં હૃદયની કિંમત કદી ના એ કરે
તે સ્નેહ લગ્ન ગયા થકી સંસારથી પ્રિતી ગઈ
રે ! તે દિવસથી **હિંદને** દુર્ભાગ્યની પ્રાપ્તી થઈ*

# બહારે જોબન.

ત્રોટક.

વિકસે છે નાર તણી છાતી સ્મરરાજ તણી દ્રષ્ટિ થાતી
સાહ અંગ અતિ અકળાવે છે જોબન રંગ જમાવે છે
અવયવ સહુ ગુરૂતાને પામે નિર્દોષ છટા સઘળી વામે
પિયુ ભેટે મન ભેળાવે છે જોબન રંગ જમાવે છે
મનમુગ્ધ વિચક્ષણતા ધારે સ્મરતિર છુપો હૃદયે મારે
નયણે નવ નિદ્રા આવે છે જોબન રંગ જમાવે છે
શરમાળી સ્નેહે સાન કરે નવ આલમનું કશું ભાન ધરે
મદરાજ ધ્વજા ફરકાવે છે જોબન રંગ જમાવે છે
પંક જને રસ ભોગી મળતા સ્નેહીથી સ્નેહિ હૃદય ભળતા
ચતુરા ચતુરાઈ ચલાવે છે જોબન રંગ જમાવે છે.

* આ કાવ્ય (કરાંચી) સારસ્વત દર્પણ માસીકમાં પ્રસિદ્ધ થયું છે.

# દીવ્ય પ્રભાત

લેખકઃ-**માધવરાવ ભાસ્કરરાવ કર્ણીક.**

રસમય, બોધક, શ્રૃંગારીક, નૈતીક કાવ્યોનો સંગ્રહ

# સ્નેહી કે શયતાન

લેખકઃ-**માધવરાવ ભાસ્કરરાવ કર્નીક.**

ઉત્તમ બોધક કાવ્યમાંજ લખાએલી ૧૫૦ કડીની વારતા

**પ્રત્યેકનું મૂલ્ય ૦-૬-૦**

અગાઉથી પ્રત્યેકના ૦-૫-૬ બંનેના સાથે ૦-૧૦-૬

(અગાઉથી ગ્રાહક થનારના નામો પુસ્તકમાં પ્રગટ થશે

નામ નોંધાવતી વખતેજ પૈસા મોકલવા કૃપા કરવી.

# ત્રણ પ્રેમ કથા

લેખકઃ-**માધવરાવ ભાસ્કરરાવ કર્નીક.**

( અતિશય મનોહર અને રમ્ય વાર્તાઓ છે )

આજેજ નામો નોંધાવો

લખો—**માધવરાવ ભાસ્કરરાવ કર્ણીક.**
ગોવિંદજી મહારાજના મંદિર પાસે
પટવા શેરી-**સુરત.**